# ઈસુ ખ્રીસ્ત આપણને સર્વ પાપથી બચાવે છે.

# JESUS CHRIST SAVES US FROM ALL SIN.


રેવ. એલ. એમ. ટ્રસીના ઈંગ્રજી હસ્તલેખ
ઉપરથી ગુજરાતીમાં તરજુમો કરનાર
રેવ સી બી હાર્વી, સજાણ


તું તેનું નામ ઈસુ પાડજે, કેમકે જે પોતાના
લોકોને તેઓના પાપથી તારશે તે એજ છે

(માથ્થી ૧ ૨૧)


સુરતમધ્યે:

ઐરિશ મિશન છાપખાનામાં એચ આર સ્કૉટે છાપ્યું,
સી બી હાર્વીએ મિશન હૌસ, સજાણમાં પ્રસિદ્ધ કીધું

કિંમત ૦—૧—૬

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

# ઈસુ ખ્રીસ્ત આપણને સર્વ પાપથી બચાવે છે.

## અધ્યાય ૧લો.

### આ જીંદગીમાં પવિત્ર થઇ શકાય કે નહિ?

ઘણા સારા માણસો શિખવે છે કે આ જીવનમાં પાપથી મુક્ત રહેવું અશક્ય છે. તેઓ કહે છે કે આપણને નમ્ર રાખવા સારૂ થોડાં ઘણાં પાપની અગત્ય છે, અને મરણ પર્યંત આપણે પાપ રહિત રહી શકતા નથી. વળી તેઓ એવું પણ શિખવે છે કે આ જીવનમાં પવિત્ર હોવાનો દાવો કરવો એ પોતાને ભુલાવવા જેવું અને એક મોટી ભુલ છે, અને જો આપણે પવિત્ર કરાત તો નાના દેવો થઇને એકાએક (તરતજ) સ્વર્ગમાં લઇ લેવામાં આવત.

આ શિક્ષણ વાજબી નથી તેમજ શાસ્ત્ર પ્રમાણે નથી. આપણે જાણીએ છીએ કે દરેક પ્રકારનું પાપ તે આત્માનો દુશ્મન છે. આપણને નમ્ર રાખવા તે દેવની નજરમાં આપણો મિત્ર નથી. જો પાપ કરવાથી આપણે નમ્ર થતા હોઇએ તો તો સૌથી મોટો પાપી સૌથી નમ્ર થઇ શકત. પણ અનુભવથી આપણે જોઇએ છીએ ને આપણને માલમ પડે છે કે સૌથી મોટો પાપી સૌથી મગરૂર, અભિમાની અને જુલમી હોય છે, અને ખરેખરો પવિત્ર માણસ સૌથી અને ખરેખરો નમ્ર હોય છે.

કેવળ શુદ્ધ પ્રેમે કરીનેજ આપણે દેવની દૃષ્ટિમાં નમ્ર થઇ શકીએ છીએ. પાપની નમ્રતા અને પ્રીતિની નમ્રતા વચ્ચે પુષ્કળ તફાવત છે. આ નીચે પ્રમાણેનું ઉદાહરણ ચાલશે :—જો કોઇ સ્ત્રી લગ્નનો સંબંધ તોડી નાખીને પોતાના ધણી પ્રત્યે અસત્ય રીતે વર્તે તો તેણી પોતે કરેલા ગુન્હાની માફી માટે નમ્ર થાય છે; પણ વિશ્વાસુ પત્ની કે જે પોતાના ધણી પર શુદ્ધ પ્રેમ રાખે છે તેણી શુદ્ધ પ્રેમની

નમ્રતાથી તેની પાસે બેસે છે. પાપ આપણું અપમાન કરે છે, આપણને નીચા કરે છે, પણ શુદ્ધ પ્રેમ આપણને નમ્ર કરે છે.

દેવ આપણને બધાં પાપથી બચાવી શકતો નથી એ વાત જો ખરી અને સાચી હોય તો કયાં ખાસ કે અમુક પાપથી આપણને બચાવવા તે શકિતવાન છે અને કયાંથી બચાવવા તે અશકય છે? જો દેવ આપણને બધાં પાપ કરવાથી પાછા રાખવા શકિતવાન થાત તો આ મતના શિક્ષકો મહેરબાની કરીને અમને કહી બતાવશે કે કયાં ખાસ પાપથી દેવ આપણને પાછા રાખી શકે છે અને કયાં ખાસ કે મુકરર પાપથી પાછા રાખવાને તે અશકય છે? પોતાના લાભને અર્થે ૧લો યોહાન ૩ વાંચો. પાપનું ખરૂં સ્વરૂપ ત્યાં સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે. (અહિં પાપનો અર્થ ભુલચુક અથવા અપૂર્ણતા એવો થતો નથી પરંતુ દેવની આજ્ઞાનું જાણી જોઇને ઉલ્લંઘન કરવું તે પાપ છે, અને એવા પાપથી દેવ આપણને બચાવી શકે છે એવી અમારી માન્યતા છે. ભા. ક.)

આ જીવનમાં પવિત્ર હોવાનો અને બધાં જાણી જોઇને કરેલાં પાપથી બચી જવાનો દાવો કરવો તે ભુલ ભરેલું છે એ અને પવિત્ર માણસથી આ પાપી જગતમાં રહેવાય કે નહિ તે તપાસીએ.

અલબત આપણે બધાં જાણીએ છીએ કે કેવળ દેવ સપૂર્ણ પવિત્ર છે અને જેવી રીતે દેવ સંપૂર્ણ પવિત્ર છે તેવી રીતે આપણે સંપૂર્ણ હોવાનો દાવો કરવો કે હક ધરાવવો એ મુર્ખાઇ ભરેલું છે, પણ આ જીવન ગાળતા કોઇ માણસને "પવિત્ર" શબ્દ લાગુ પાડી શકાય કે કેમ?

નિર્ગમનના ત્રીજા અધ્યાયમાં કહેલું છે કે જે જગ્યાએ મુસા ઉભો હતો તે પવિત્ર જગ્યા હતી. ઘણું કરીને તે ઉજડ જગ્યા અને આજુબાજુની જમીન કરતાં કંઇ જુદી ન હતી. તે કાળી અગર ધોળી થઈ ગઇ નહિ અથવા તો તેનો બહારનો આકાર કે દેખીતું રૂપ બદલાઇ ગયું નહિ; જે છોડ તે વખતે ઉગતા હતા તેનેતેજ છોંડ ત્યાર પછી પણ તે જગ્યા પર ઉગતા રહ્યા. તે કોઇ પણ રીતે અસાધારણ જમીન ન

હતી અને આકાશમાં જતી રહી અથવા લઇ લેવાઇ નહિ, તો પણુ તે પવિત્ર જગ્યા હતી અને તે જગ્યા પર ઉભા રહેતાં સુધી મુસાને પગમાંથી ચંપલ ઉતારવાનો હુકમ મળ્યો.

સિયોન પહાડ પવિત્ર કહેવાતો હતો, યરૂશાલેમ પવિત્ર નગર કહેવાતું હતું, મંદિર પવિત્ર ઘર કહેવાતું હતું, તેમજ ઇસ્રાએલી પ્રજા પવિત્ર પ્રજા કહેવાતી હતી. આ બધાં દેવ-દેવીઓ થઇ ગયાં નહિ તેમજ સીધાં સ્વર્ગે સિધાવ્યાં નહિ. કોઇપણુ માણુસ તેમને ઢોંગીઓ કહી શકતું નથી. તે પહાડ પવિત્ર હતો માટે બીજા પહાડો કરતાં જુદો ન હતો, યરૂશાલેમ પવિત્ર નગર હતું તેથી તે બીજાં શહેરોથી અસાધારણુ છે એમ તો નહિ, તેમજ વળી ઇસ્રાએલી લોકો પવિત્ર હતા માટે બીજા લોકથી અસાધારણુ હતા એમતો નથી.

પવિત્ર શાસ્ત્રમાં આપણે જોઇએ છીએ કે કેટલાંક માણુસો પવિત્ર હતાં. ૨જો રાજા ૪; ૯માં એલીશાને દેવનો પવિત્ર માણુસ કહ્યો છે. ૧ થેસ્સા ૫; ૨૭માં ભાઇઓને "પવિત્ર ભાઇઓ" કહેલા છે. તીતસ ૧; ૭માં અધ્યક્ષે પવિત્ર થવું જોઇએ એમ કહેલું છે. ૧ પીતર ૩; ૫માં "પવિત્ર બાયડીઓ" વર્ણુવામાં આવેલી છે, અને ૧ કરીં. ૮; ૧૪માં "પવિત્ર છોકરાં" વિષે કંઇ કહેવામાં આવ્યું છે. બીજી જગ્યાઓમાં પણુ પવિત્ર હાથ, પવિત્ર વાતચિત અને પવિત્ર યાજકપદ વિષે સૂચના કરેલી છે.

"તમે પવિત્ર થાઓ" (લેવી. ૨૦; ૭), અને "હું પવિત્ર છું માટે તમે પણુ પવિત્ર થાઓ" (૧ પીત. ૧; ૧૫, ૧૬) એવો જે દેવનો હુકમ તે આની સાથે ઉમેરો, અને તમને સાફ માલમ પડશે કે નબળી માનવજાતને માટે પવિત્રાઇ તે એક ધોરણુ છે. જે લોકો ઉપર જણાવવામાં આવ્યા તેઓ, જેમ આપણે પૃથ્વી પર રહીએ છીએ તેમજ રહી ગયા, ને જેમ આપણે દેવ નથી તેમ તેઓ પણુ ન હતા. આ વાત સ્પષ્ટ છે કે આ પાપી જગતમાં દેવ આપણુને પવિત્ર કરી તેમજ પવિત્ર રાખી શકે છે. આપણે કુટુંબનું પાલણુપોષણુ કરી શકીએ, પ્રમાણિક અને વાજબી

કામ કરી શકીએ, વહેવાર ચલાવી અને રાખી શકીએ, અને આ બધું કરવા છતાં પણ આપણે દેવની દૃષ્ટિમાં પવિત્ર જીવન ગાળી શકીએ અને પવિત્ર—શુદ્ધ અંતઃકરણ રાખી શકીએ. માછલાં ખારા દરિયામાં રહે છે પણ તેમનું માંસ ખારૂં હોતું નથી. માટે જે દેવ ખારા દરિયામાંનાં માછલાંને તાજાં રાખી શકે છે તો બેશક તે આપણને પણ આ પાપી જગતમાં પવિત્ર—શુદ્ધ કરી અને રાખી શકે છે.

જો કોઈ ફુલી જઇને કહે કે "હું પવિત્ર છું" તો તે અયોગ્ય અને ગેરવાજબી કહેવાય, કેમકે તેથી આત્મિક અભિમાન જે મગરૂરીનું સૌથી પ્રપંચીરૂપ છે તે બતાવવામાં આવે છે, પણ તેથી ઉલટું આપણાં પાપ માફ કરાયાં અને ધોવાયાં હોય તો ઇસુ ખ્રીસ્તના લોહીથી આપણાં બધાં પાપ ભુંસાઈ જાય છે એની નમ્ર સાક્ષી આપવી એ વાજબી છે; અને આ ફુલી જવું કહેવાય નહિ, પણ દેવને મહિમા આપવો કહેવાય (૧ યોહા. ૧ ; ૭).

આ અધ્યાયના મથાળાના સવાલનો જવાબ આ છે કે આપણે આ જીવનમાં પવિત્ર થઈ શકીએ છીએ એટલુંજ નહિ, પરંતુ કેટલાએક પવિત્ર કરાયા છે અને આપણને પવિત્ર થવાનો હુકમ આપવામાં આવ્યો છે. આપણે પવિત્ર થવા બીવું નહિ, પણ તે ઉપરાંત દેવની પાસે નમ્રતાથી માગવું જોઇએ કે તે આપણને પવિત્ર કરે તથા રાખે.

---

## અધ્યાય ૨જો.

### પાપનું દુપટ સ્વરૂપ.

પવિત્ર શાસ્ત્ર શિખવે છે કે પાપને દુપટ સ્વરૂપ છે. એદન વાડીના પહેલા પાપથી માંડીને બધાં માણસનો સ્વભાવ પાપી છે. જન્મથી બધાં માણસનું વલણ પાપ તરફ હોય છે. જન્મથી પ્રત્યેક માણસના અંતઃકરણમાં પાપનાં (બી) મૂળ હોય છે. આને જુદાં જુદાં નામ આપવામાં આવે છે, જેમકે સ્વાભાવિક પાપ—મૂળ પાપ—દૈહિક મન—

જુનું માંણુસપણું ઇત્ય. જ્યારે "પાપ" શબ્દ એકવચનમાં વપરાયો હોય ત્યારે ઘણું કરીને તેનો અર્થ આ સ્વાભાવિક પાપ એવો થાય છે.

દાઉદે કહ્યું કે, "જુઓ, હું અન્યાયીપણામાં રચાયો અને પાપમાં મારી માએ મારો ગર્ભ ધર્યો" (ગી. શા. ૫૧ ; ૫). આ ઠેકાણે તે સ્વાભાવિક પાપ વિષે બોલે છે. જ્યારે રૂમીઓના ૭ મા અધ્યાયમાં "હું દૈહિક છું ને પાપને તાબે વેચાએલો છું," "જે પાપ મારામાં વસે છે," "હું મારા અવયવોમાં એક જુદો નિયમ જોઉં છું જે મારા મનના નિયમની સામે લડે છે" ઇત્યાદિ લખ્યું ત્યારે પાઉલ આ સ્વાભાવિક પાપ વિષે લખે છે. દરેક મંડળી આ મત શિખવે છે. તમારા પોતાના લાભને માટે કેવળ તેમની સવાલજવાબની ચોપડી, વિશ્વાસનામું અને રીતરિવાજોનું પુસ્તક આ સમજવા સારૂ વાંચવાં જોઇએ.

માબાપ ગમે તેવાં સારાં કે ભુંડાં હોય તો પણ આ બી દરેક છોકરાંમાં હોય છે. જ્યારે છોકરૂં બાળક હોય છે ત્યારે આ પાપ દબાયલું હોય છે, પણ થોડી વારમાં તે પોતાનું સ્વરૂપ ધારણ કરીને પોતે કોણ છે તે બતાવી આપે છે. જો બાળકને તેની મરજી પ્રમાણે કરવા ન દઇએ તો તે વારંવાર પગથી લાત મારે છે, હાથથી ધક્કો મારે છે, પારણામાં આમતેમ આળોટે છે, ચીસ પાડે છે, અને મોં લાલચોળ કરી નાખે છે, ને ગુસ્સે થાય છે. આ સ્વાભાવિક પાપ હદના રૂપમાં દેખાઇ આવે છે. જ્યારે છોકરૂં મોટું થાય છે ત્યારે શિક્ષા ન થાય માટે જુઠું બોલે છે ને અપ્રમાણિક થઇને પારકાની કેટલીએક ચીજો ચોરી લે છે. માબાપે સારી શિખામણ આપ્યા છતાં પણ તે આમ કરે છે. અંતઃકરણમાં સ્વાભાવિક પાપ હોય છે તેની આ સાબિતીઓ છે.

જેમ જેમ છોકરૂં મોટું થતું જાય છે તેમ તેમ તે અભિમાની, તિરસ્કારપાત્ર, ગુસ્સાવાળું, લોભી, અનાજ્ઞાંકિત, અપ્રમાણિક અને ઠગ નીવડતું જાય છે, અને કોઇ કોઇ વખત

અઘોર પાપ જેવાંકે ચોરી, ખુન, જુલમ કે વ્યભિચાર પણ કરતાં શીખે છે. માટે છોકરૂં પુખ્ત ઉમ્મરનું થાય તે અગાઉ તો સ્વાભાવિક પાપ તેના અંતઃકરણમાં વધીને જુદી જુદી જાતનાં પાપનો પુષ્કળ પાક પકવે છે. આ પાપ કરવાથી તે પરમેશ્વરના હુકમો તોડે છે, અને તેની નજરમાં પાપી ઠરે છે માટે તે અપરાધી છે. દરેક મંડળી આ મત પણ શિખવે છે.

માટે આપણે જોઇએ છીએ કે પાપને દુપટ સ્વરૂપ હોય છે. પહેલાં તો છોકરાના જન્મ વખતે સ્વાભાવિક પાપ અને પછી કરેલાં પાપ જે તેમાંથી ફુટી નીકળે છે તે.

સ્વાભાવિક પાપને માટે છોકરૂં જવાબદાર નથી, કેમકે તે તો તેને વારસા તરીકે મળ્યું, પણ જે પાપ તે જાણીજોઇને કરે છે તેને સારૂ તે જવાબદાર છે.

દરેક પ્રકારનાં પાપ તે શેતાનનાં કામ છે, અને ઇસુ શેતાનનાં સર્વ કામોનો નાશ કરવા આવ્યો (૧ યોહા. ૩ ; ૮), માટે તે દરેક જાતનાં પાપનો નાશ કરવા પણ આવ્યો.

---

## અધ્યાય ૩જો.

### માફી તથા શુદ્ધતા વચ્ચે ફેર કે તફાવત.

પાપને દુપટ સ્વરૂપ હોય છે માટે દેવ તેની પ્રત્યે બે જુદી જુદી રીતે વર્તે છે. કરેલાં પાપને લીધે પાપી ગુન્હેગાર છે માટે તે માફ કરવામાં આવે છે. માફીમાં ગુન્હાનો અર્થ સમાએલો છે. આપણે સ્વાભાવિક પાપને માટે જવાબદાર નથી તેથી તેની માફી મળશે નહિ, પણ સ્વાભાવિક પાપથી શુદ્ધ થવું જોઇએ.

૧ લા યોહાનના ૧ લા અધ્યાયમાં આ બે ક્રિયાઓ સ્પષ્ટ રીતે બતાવવામાં આવે છે. નવમી કલમમાં કહે છે કે "જો આપણે આપણાં પાપ કબુલ કરીએ તો આપણાં પાપ માફ કરવા……તે વિશ્વાસુ તથા ન્યાયી છે." યાદ રાખો કે "પાપ" શબ્દ અનેકવચનમાં છે જેનો અર્થ કરેલાં પાપ છે

અને તેઓ ઘણાં છે અને વળી **માફ કરાયાં** છે. તેજ અધ્યાયની સાતમી કલમમાં કહેલું છે કે "જેમ તે અજવાળામાં છે તેમ જો આપણે અજવાળામાં ચાલીએ તો આપણને એકબીજાની સાથે સંગત છે અને તેના પુત્ર ઇસુનું લોહી આપણને સઘળાં પાપથી **શુદ્ધ કરે છે**". યાદ રાખો કે આ જગ્યાએ વપરાએલો શબ્દ "**માફ કરવું**" નથી પણ "**શુદ્ધ કરે છે**" શબ્દ વપરાયો છે. એટલે કે આપણું સ્વાભાવિક પાપ માફ કરાયું નથી પણ શુદ્ધ કરાઈ ચુકયું છે.

નીચેના દાખલાથી આપણને **માફી** તથા **શુદ્ધતા** વચ્ચેનો તફાવત સહેલથી સમજાશે.

ધારો કે તમે કોઇ એક લગ્નમાં જવાની તૈયારી કરો છો, અને તમે તમારા નાના પુત્રને ઉત્તમ વસ્ત્રોથી શણગારો છો અને તેને બહાર કાદવમાં જઇને રમવાનું ના કહો છો. થોડી વારમાં છોકરૂં તમારો હુકમ ભુલી જઇને અને બહાર જઇને કાદવમાં રમી તે ઉત્તમ વસ્ત્રો કાદવથી ખરડી નાખે છે. તમે તેને શોધીને ઘેર લાવો છો અને અનાજ્ઞાંકિતપણાને લીધે શિક્ષા આપવાની તૈયારી કરો છો એટલામાં છોકરૂં બન્ને હાથ જોડી તમારે પગે પડી કરેલા ગુન્હાને સારૂ તમારી પાસે માફી માગે છે અને તમે તેને માફ કરો છો. તેણે તમારો હુકમ તોડયો માટે તમારી આગળ ગુન્હેગાર છે પણ તમે તેને માફી આપી. તમે તેને પૂર્ણ રીતે માફ કર્યું ને તે પૂર્ણ માફીને લીધે શિક્ષા આપી નહિ. પરંતુ જો કે તમે તેને પૂર્ણપણે માફી આપી તોપણ તેનાં કપડાં (ઉત્તમ વસ્ત્રો) તો હજી સુધી ખરડાએલાં ને ખરડાએલાંજ છે. તમારી માફી તેનાં વસ્ત્ર પુન: સ્વચ્છ કરી શકતી નથી. તે તો શુદ્ધ કરાવવાં જોઇએ. આ દાખલામાં તમે માફી તથા શુદ્ધતા વચ્ચે કંઇ તફાવત જોતા નથી શું?

**દરેક મંડળી શિખવે છે કે ખ્રીસ્ત ઇસુએ આપણાં કરેલાં પાપને માટે કીધેલાં પ્રાયશ્ચિત્તને લીધે દેવ આપણાં પાપ માફ કરે છે; તોપણ સ્વાભાવિક પાપથી છુટવાની રીત તથા વખત સંબંધી ખ્રીસ્તી મતોમાં ભિન્નતા કે જુદાઈ છે.**

કેટલાએક એવું શિખવે છે કે સ્વાભાવિક પાપથી શુદ્ધ કરાવવા સારૂ મરણ પછી "પરગેટોરી" ના અગ્નિની જરૂર છે. આ વિષે બોલવાની કંઇજ અગત્ય નથી, કેમકે પ્રોટેસ્ટંટ ખ્રીસ્તીઓ "પરગેટોરી" માનતા નથી.

બીજા કેટલાએક માને છે કે જ્યારે શરીર મરી જાય છે ત્યારે સ્વાભાવિક પાપ પણ તેની સાથે મરી જાય છે. આ મતથી એવું શિક્ષણ નીકળે છે કે સ્વાભાવિક પાપ તે શરીરનો એક અંશ કે ભાગ છે; પણ આ ખરૂં નથી, કેમકે દરેક જાતનાં પાપ તે આત્મિક ગુણ કે લક્ષણ છે. જો કે શરીરના જુદા જુદા અવયવો વડે પાપ કરવામાં આવે છે તો પણ પાપને આત્મા સાથે સંબંધ કે લાગતું વળગતું છે. મરણે કરીને શારીરિક સ્થિતિમાં બદલાણ થાય છે પણ આત્મિક સ્થિતિમાં ફેરફાર થતો નથી. મરણ તો પાપનું પરિણામ છે, કેમકે રૂમી. ૬; ૨૩ માં લખ્યું છે કે "પાપનો મુસારો મરણ છે." એ માટે જો મરણ આપણને પાપથી છુટા કરતું હોય તો આ ઉપરથી એવું સમજાય છે કે મરણ પાપનો દુશ્મન છે પરંતુ ખરૂં જોતાં એમ નથી. પણ મરણ અને બીજી બધી જાતનાં દુઃખ, પાપનાં છોકરાં તથા મિત્ર છે. જો ઇસુ ખ્રીસ્તનું લોહી આપણને સ્વાભાવિક પાપથી છુટા ન કરે પણ મરણ કરે, ત્યારે તો ઇસુ ખ્રીસ્તના લોહી કરતાં મરણ વધારે જોરાવર કે શક્તિવાન છે એમ ઠરે. કોઇપણ ખરો ખ્રીસ્તી આ વાત સાચી છે એમ માનશે નહિ, માટે આ વાતનો એવો ફેંસલો લાવવો કે સ્વાભાવિક પાપ તે શરીરનો અંશ કે ભાગ નથી અને સ્વાભાવિક પાપથી છુટવા સારૂ આપણે મરણ આવતાં સુધી વાટ જોવી નહિ. મરણનો પાપ ઉપર કંઇ અધિકાર નથી, પણ આપણે જીવીએ ત્યાં સુધી આપણા આત્મા દરેક જાતનાં પાપથી છુટા થવા જોઇએ. મરણ પછી આત્માના સુધારાને સારૂ કંઈ જગ્યા નથી. મરણ સુધી આ અગત્યની વાત મુલતવી રખાવવી એ શેતાનની ઠગવિદ્યા કે કાવતરૂં છે.

બીજા ખ્રીસ્તીઓ એવું માને છે કે જેમ જેમ ખ્રીસ્તી માણસ ખ્રીસ્તી અનુભવમાં વધતો જાય છે તેમ તેમ તેના અંતઃકરણ-

માંથી સ્વાભાવિક પાપ કાઢી નંખાય છે. આ દેખીતી રીતે ખરૂં લાગે એવું પણ ધૂર્ત શિક્ષણ છે. જેમ હિંદુઓ માને છે તેમ વૃદ્ધિથી, સારી કરણીઓથી અને આપણાં પુણ્યથી પાપ જતાં નથી, પણ કેવળ પ્રભુ ઈસુ ખ્રીસ્તના લોહીથી સઘળી જાતનાં પાપ ભુંસી નાખવામાં આવે છે.

ઉપલું શિક્ષણ એટલે કે આપણા અંતઃકરણમાં સ્વાભાવિક પાપ વધવાથી તે બહાર નીકળે છે, તેથી એક એવી સૌથી મોટી મુસીબત ઉભી થાય છે કે આપણને એવો કોઇ માણસ મળી આવતો નથી કે જે એમ કરવામાં સફળ થયો હોય. ઘણાં એમ કહે છે કે અમે આશા રાખીએ છીએ કે કોઇ વખતે તે ઉગી નીકળશે, પણ કોઇ ખરેખર એમ કરવામાં સફળ થયો નથી. આ બાબતે તેઓ હિંદુઓ જેવા છે કે જે પોતાની કરણીઓથી અંતઃકરણની શુદ્ધતા માટે કોશિશ કરે છે પણ સફળ થતા નથી અને થવાના પણ નથી. ના, આપણે બધા અનુભવથી જાણીએ છીએ કે પાપ આપણા કરતાં વધારે જોરાવર છે, અને જો તે દેવના નિયમને આધિન ન થાય (રૂમી. ૮; ૭) તો આપણા કોઈ પણ નિયમને આધિન થનાર કે રહેનાર નથી. જેમ જેમ આપણે મોટા થઇએ છીએ, તેમ તેમ તે જોરાવર થતું જાય છે અને આપણે નબળા થતા જઇએ છીએ. જુવાર, રૂ અથવા કઠોળ ખેતરમાંથી ડાભ કાઢી નાખી શકતાં નથી, પણ કોઈએ ડાભને જડમૂળમાંથી ખોદી નાખવો જોઇએ. ખેતર સાફ કરવું જોઇએ.

---

## અધ્યાય ૪થો.

### બે ખ્રીસ્તી અનુભવ.

પ્રત્યેક ખરા ખ્રીસ્તીનાં જાણી જોઇને કરેલાં પાપ માફ કરાયાં છે. જો સર્વ પાપ માફ કરાયાં ન હોય તો તે ખરો ખ્રીસ્તી નથી. તેણે પોતાનાં સઘળાં પાપ કબુલ કરવાં ને દેવની પાસે માફી માગવી જોઇએ, તેમજ તેનાં પાપ માફ કરાયાં છે એવી ખાત્રી થાય ત્યાં સુધી ખંતથી તેની પાછળ

લાગુ રહેવું જોઈએ. જાણી જોઇને કરેલાં પાપની માફી તે તેનો પહેલો ખ્રીસ્તી અનુભવ છે.

જે દરેક ખ્રીસ્તી એમ જાણે છે કે મારાં જાણી જોઇને કરેલાં પાપ માફ કરાયાં છે તો તેણે સ્વાભાવિક પાપ ભુંસી નાખવામાં આવે ત્યાં સુધી ખંતથી મહેનત કરવી જોઇએ. સ્વાભાવિક પાપથી શુદ્ધતા તે તેનો બીજો ખ્રીસ્તી અનુભવ છે.

આ બીજા અનુભવને વારંવાર "સંપૂર્ણ પવિત્રાઇ", "નવું મન—અંતઃકરણ પામવું", "પ્રીતિમાં પૂરા કરાવું", "જુના માણસપણાને વધસ્તંભે જડવું", "પવિત્ર આત્માં પામવો" ઈત્યાદિ નામો આપવામાં આવે છે. આ બધા નામનો એકજ અર્થ થાય છે એટલે કે બીજો અનુભવ.

આ બે અનુભવની **શાસ્ત્રોપમા** નીચે પ્રમાણે છે.

### ઈસ્હાક અને ઈશ્માએલ.

ઇસ્હાકનો જન્મ, નવા જન્મની કે જાણી જોઇને કરેલાં પાપની માફી બતાવે છે. ઇશ્માએલને કાઢી મૂકવું તે "જુના માણસપણાને" કે "સ્વાભાવિક પાપને" કાઢી મુકવાની ઉપમા છે (ગલા. ૪; ૨૨–૩૧).

### મિસર તથા કનાન.

જ્યારે આપણે પાપની ગુલામગીરીમાં છીએ ત્યારે મિસરમાંના ઇસ્રાએલીઓ જેવા છીએ. ખ્રીસ્ત, આપણો મુસા આપણને પાપ તથા તેની ગુલામગીરીમાંથી છોડાવે છે. આતો પ્રથમ અનુભવ છે. જેમ રાનમાં ઇસ્રાએલપુત્રો ભોગવતા હતા તેમ આ પહેલા અનુભવમાં આપણે દેવની સંગતરૂપી આશીર્વાદનો સુખાનુભવ કરીએ છીએ; પણ વારંવાર તેમની પેઠે આપણે કચકચ કરીએ છીએ તથા ભટકી જઇએ છીએ. જ્યારે આપણે "સંપૂર્ણ પ્રેમ"નો અનુભવ કરીએ છીએ ત્યારે ઇસ્રાએલપુત્રોની માફક આપણે તેમના વચનના કનાન દેશને ઓળંગી જઇએ છીએ. આ બીજો અનુભવ છે.

## પવિત્રસ્થાન તથા પરમપવિત્રસ્થાન.

જ્યારે આપણાં પાપ માફ કરાય છે ત્યારે આપણે પવિત્રસ્થાનમાં પ્રવેશ કરીએ છીએ, પણ જ્યારે આપણાં અંતઃકરણ શુદ્ધ કરાય છે ત્યારે આપણે પરમપવિત્રસ્થાનમાં પ્રવેશ કરીએ છીએ (હેબ્રી. ૧૦; ૧૯).

## લાજરસ.

પાપની સ્થિતિમાં આપણે લાજરસની પેઠે મુએલા તથા ગંધાતા છીએ. ખ્રીસ્ત આવીને આપણને જીવન આપે છે. આ પ્રથમ અનુભવ છે. જો કે લાજરસ સંપૂર્ણ રીતે જીવતો અને તંદુરસ્ત હતો તો પણ તે કફન વડે બાંધેલો હતો. ઘણા સારા ખ્રીસ્તીઓ પણ પોતાની ટેવોથી, રીતરિવાજોથી, બીજાનાં શિક્ષણ કે મતથી અને આ જગતનાં વાનાંથી બંધાએલા છે. જેમ ખ્રીસ્તે લાજરસનાં બંધન છોડી નાખીને તેને જવા દેવાને કહ્યું તેમ આપણે તેનામાં સ્વતંત્ર અને છુટા થઇએ એવું તે ઇચ્છે છે. આતો બીજા અનુભવની ઉપમા છે (યોહા. ૧૧).

## વેલો તથા ડાળીઓ.

વેલામાંની ડાળી તે વેલાનો એક ભાગ હોઇને ફળ આપે છે. વેલામાં કલમરૂપે મેળવાયાથી અને ખ્રીસ્તના અવયવ થવાથી આપણે પ્રથમ અનુભવરૂપ છીએ, અને આપણાં ફળ તે પરિણામ છે. પણ ડાળીઓ વધુ ફળ આપે માટે શુદ્ધ કરાવાની પ્રથમ જરૂર છે. આ શુદ્ધ કરાવું તે બીજો અનુભવ છે (યોહાન ૧૫; ૧-૮).

## આંધળો માણસ.

જ્યારે આપણે પાપમાં છીએ ત્યારે માર્ક ૮; ૨૨-૨૫માં બતાવેલા આંધળા જેવા છીએ. ઇસુ આપણી આંખોને અડકે છે ત્યારે આપણે "માણસોને ઝાડની પેઠે ફરતા જોઇએ છીએ". જ્યાં સુધી બીજીવાર અડકવામાં આવે ત્યાં સુધી આ જગતની ચીજો તથા માણસો આપણને બહુ મોટા અને જરૂરના દેખાય છે, પણ જ્યારે બીજી વાર અડકે છે ત્યારે

આપણે સાફ રીતે જોઇ શકીએ છીએ. માણસો તથા વસ્તુઓ આપણી નજરમાં જેવાં છે તેવાં દેખાય છે, અને પ્રભુનું પવિત્ર શાસ્ત્ર આપણને એક નવિન પુસ્તકસમ લાગે છે.

## આ બે અનુભવના દાખલા—ઉદાહરણ.

ત્રીજા અધ્યાયમાં એક અનાજ્ઞાંકિત અને મેલા છોકરાનું સારૂં ઉદાહરણ આપી ગયા છીએ.

## દંગાખોર માણસ એક વિશ્વાસુ સૈનિક થઈ જાય છે.

કોઇ એક સિપાઇ પોતાના રાજા વિરૂદ્ધ દંગો કરે છે, લાંબાકાળ સુધી દંગો કર્યાં પછી દંગાખોર તાબે થઇને પોતાને રાજાના હાથમાં પૂર્ણ રીતે સોંપી દે છે. રાજા બહુ દયાળુ હોવાથી તેને માફ કરે છે અને જવા દે છે. આ પહેલો અનુભવ બતાવે છે. જ્યારે આપણે પાપી ત્યારે દેવ વિરૂદ્ધ દંગો કરનારા છીએ, અને જ્યારે આપણે બધાં હથિયારો નાખી દઇને દેવની દયા અને માફી માગવા તેની પાસે જઇએ છીએ ત્યારે તે આપણને માફ કરે છે.

થોડા વખત પછી રાજાની આ માયાળુ વર્તણુકને લીધે દંગાખોરના મન પર એટલી અસર થાય છે કે જે રાજાને તે એક વખત જાનથી મારી નાખવા મથતો અને શોધતો હતો તેનીજ સેવા કરવા તથા તેને સારૂ લડવા તે પોતાને રાજીખુશીથી અર્પી દે છે. એજ પ્રમાણે માફી મળ્યા પછી આપણે સ્વતંત્ર અને ખંડી લેવાએલા એવા પોતાને દેવની આગળ અર્પણ કરીએ છીએ. તે આપણો સ્વીકાર કરે છે અને ત્યાર પછી આપણે પોતાના નથી પણ સદાને માટે દેવના છીએ. આ બીજો અનુભવ બતાવે છે.

## મૂળીઆં તથા ઝાડ.

કેટલાંએક વરસ ઉપર મારા હાથમાં એક મિશનની ખેતીનું કામ હતું. મેં મારા માણસને ખેતરમાં જે થોડાં નાનાં બાંટવાં ઉગ્યાં હતાં તે કાપી નાખવાનું કહ્યું, અને તેણે તેમ કર્યું. આ પહેલો અનુભવ એટલે કે આપણાં કરેલાં પાપની માફી બતાવે છે.

પણ જ્યારે ચોમાસું આવ્યું ત્યારે આ બાંટવાં ફરી ઉગી નીકળ્યાં, કેમકે ભોંય–જમીનમાં તેમનાં મૂળ હતાં. ઘણી મહેનત તથા સંભાળથી મારે આ મૂળ ખોદી નંખાવવાં પડયાં. આ કૃપાનો બીજો અનુભવ એટલે કે સ્વાભાવિક પાપનાં મૂળથી આપણા અંતઃકરણની શુદ્ધતા બતાવે છે. જે ઉગીને ઘણા ખ્રીસ્તીઓને દુઃખ આપે છે તથા તેમને અશુદ્ધ કરે છે તે આ "કડવાં મૂળ" છે (હેબ્રી. ૧૨ ; ૧૫).

---

## અધ્યાય ૫મો.

### ખ્રીસ્તના શિષ્યો.

આ બે અનુભવની ઘણી સાબિતીઓ શાસ્ત્રમાં માલમ પડી આવે છે. પવિત્રાઇના આ શિક્ષણને લગતાં ઘણાં વાકયો તથા અધ્યાયોના અધ્યાય છે. આમાંથી શિષ્યોના અનુભવનો અધ્યાય મને વધારે અનુકૂળ હોવાથી તે પસંદ કર્યો છે.

પચાસમાને દિવસે ખ્રીસ્તી મંડળી સ્થાપન કરાઇ અને જેટલા શિષ્યો હાજર હતા તેઓને એક એવો અનુભવ થયો કે જેથી તેમની ત્યાર પછીની જીંદગી સુધરી ગઈ. જે કોઇ પ્રેરિતોનાં કૃત્યોના પહેલા બે અધ્યાય લક્ષપૂર્વક વાંચે છે તે બધાંને આ વાત સ્પષ્ટ માલમ પડે છે.

પચાસમાને દિવસે શિષ્યોને શો અનુભવ થયો? તેઓને પહેલો અનુભવ થયો કે બીજો? કેટલાએક ખ્રીસ્તી લોક એવું શિખવે છે કે શિષ્યો પચાસમાના દિવસ સુધી પાપી હતા, અને તે દહાડે તેમનાં પાપ માફ કરવામાં આવ્યાં. વારૂ, આ વાત ખરી છે કે ખોટી તે તપાસીએ.

अ. શિષ્યોને પ્રભુ ઇસુએ પોતે તેડયા હતા અને તેઓ લગભગ ત્રણ વરસ સુધી તેની સાથે હતા. આ વખત દરમ્યાન તેઓએ તેના શિક્ષણનું શ્રવણ કર્યું હતું. પોતાનાં પાપનો પસ્તાવો કર્યા વગર આ પસંદ કીધેલા માણસો ત્રણ વરસ સુધી ખ્રીસ્તના શિક્ષણનું શ્રવણ કરતા હતા, અને

તેની સાથે રહેતા હતા એ માનવું વાજબી છે? હું એમ માનતો નથી.

ब. માર્ક ૬; ૭-૧૩માં ખ્રીસ્ત તેમને પસ્તાવાનો ઉપદેશ કરવા, ભૂતોને કાઢવા અને તેમનાં માંદાંઓને સાજાં કરવા મોકલે છે. જો તેઓએ પોતે પસ્તાવો કીધો ન હોત તો ખ્રીસ્ત બીજાઓને પાપના પસ્તાવાનો ઉપદેશ કરવા તેમને મોકલે ખરો કે? હું એવું ધારતો નથી.

क. સુવાર્તાપ્રસારની આ મુસાફરીમાંથી પાછા ફર્યા ત્યારે તેઓ બહુ હર્ષાતુર જણાયા, કેમકે ભૂતો તેમને તાબે થયાં હતાં. પરંતુ ખ્રીસ્તે તેમને આને માટે ન હરખાતાં તેમનાં નામ આકાશમાં લખેલાં છે તેને માટે હરખાવા કહ્યું (લુક ૧૦; ૨૦). શું પાપીઓનાં નામ આકાશમાં લખેલાં હોય છે? ના, કેવળ તારણને માટે જેઓએ ખ્રીસ્ત પર વિશ્વાસ કર્યો તેમનાંજ નામ સ્વર્ગમાં લખેલાં છે. શિષ્યોનાં પાપ માફ કરાઇ ચુકયાં હતાં.

ड. યોહાનના સત્તરમા અધ્યાયની પ્રાર્થનામાં ઇસુએ તેના શિષ્યો તથા તેમની પાછળ થનારને સારૂ પ્રાર્થના કરતાં પોતાના શિષ્યોની આત્મિક સ્થિતિ સંબંધી સાક્ષી આપતાં સ્પષ્ટ પ્રાર્થના કરી. આ પ્રાર્થના એટલી બધી અગત્યની છે કે હું ૬ ઠી કલમથી તેમાંનાં કેટલાંએક વાકયો ઉતારૂં છું. "જગતમાંથી જે માણસો તેં મને આપ્યાં છે, તેઓને મેં તારૂં નામ પ્રગટ કીધું છે; તેઓ તારાં હતાં ને તેં તેઓને મને આપ્યાં છે; ને તેઓએ તારી વાત પાળી છે". આઠમી કલમમાં કહે છે કે, "કેમકે જે વાતો તેં મને આપી તે મેં તેઓને આપી છે ને તેઓએ તે સ્વીકારી"; ૯મી કલમ કહે છે કે, "હું તેઓને સારૂ પ્રાર્થના કરૂં છું; જગતને માટે હું પ્રાર્થના કરતો નથી, પણ જેઓને તેં મને આપ્યાં છે તેઓને સારૂ; કેમકે તેઓ તારાં છે". ૧૦મી કલમ "ને હું તેઓમાં મહિમાવાન થયો છું". ૧૧મી કલમ "પવિત્ર બાપ, તારૂં નામ જે તેં મને આપ્યું છે તેમાં તેઓને આપણા જેવા એક થવા સારૂ સંભાળી રાખ". ૧૨મી

કલમ "હું તેઓની સાથે જગતમાં હતો ત્યાંસુધી તારૂં નામ જે તેં મને આપ્યું છે તેમાં મેં તેઓને સંભાળી રાખ્યા". ૧૪-૧૬માં તે કહે છે કે, "તારી વાત મેં તેઓને આપી છે, ને જગતે તેઓનો દ્વેષ કીધો છે; કેમકે જેમ હું જગતનો નથી તેમ તેઓ પણ જગતના નથી. તું તેઓને જગતમાંથી લઇ લે એવી વિનંતી હું કરતો નથી, પણ એવી ભુંડાથી તું તેઓને બચાવે. જેમ હું જગતનો નથી તેમ તેઓ જગતના નથી". આ અજાયબ સાક્ષી ઉપરથી આપણને સ્પષ્ટ માલમ પડે છે કે શિષ્યોનાં પાપ માફ થઇ ગયાં હતાં તે વિષે જરા પણ અંદેશો નથી. પચાસમાને દિવસે તેઓ પાપી ન હતા, પણ નવો જન્મ પામેલા ખરા ખ્રીસ્તીઓ હતા.

એ. યરૂશાલેમમાં આવેલી એક મેડીના ઉપલા માળ પર ૧૨૦ માણસો પ્રાર્થના તથા શાસ્ત્રનું મનન દશ દહાડા લગી કરતાં વાટ જોતાં હતાં. શું પાપીઓની આવી વર્તણુક હોઈ શકે? આપણને કયી જગ્યાએ એકસો વીસ પાપી માણસોનો સમૂહ દશ દહાડા લગી પ્રાર્થના તથા શાસ્ત્રના અધ્યયન વડે પવિત્ર આત્માની વાટ જોતો મળી શકે એમ છે? આતો અજાયબ જેવા પાપીઓ. ના, તેઓ પાપી ન હતા. આતો નવાં જનમેલાં પુરૂષ તથા સ્ત્રીઓ જે પવિત્ર આત્મા મોકલવાનું ઇસુએ તેમને વચન આપ્યું હતું તેની વાટ જોતાં હતાં (યોહા. ૧૬; ૭-૧૫ : લુક ૨૪; ૪૯ : પ્રે. કૃત્ય ૧; ૪-૮).

**શિષ્યોમાં સ્વાભાવિક પાપ હતું તેની સાબિતીઓ.** પચાસમાના દિવસ અગાઉ શિષ્યોનાં પાપ માફ થયાં હતાં એવું આપણે સાબિત કરી ગયા, તો પણ તેઓમાં મૂળ એટલે સ્વાભાવિક પાપ તો હતું તેની સાબિતીઓ જડી આવે છે. આ ઘણી દિલગીરીની વાત છે, પરંતુ બીજો અનુભવ એટલે અંતઃકરણમાંથી સ્વાભાવિક પાપ ભુંસાઇ ન જાય ત્યાં સુધી દરેક ખ્રીસ્તીઓની આત્મિક સ્થિતિ એવીજ હોય છે.

ખ્રીસ્તની સાથે ત્રણ શિષ્યોને પહાડ પર અદ્‌ભુત માણસો સાથે મુલાકાત થઇ હતી. ખ્રીસ્તના રૂપાંતર વખતે તેનો મહિમા તથા મુસા અને એલીયાહને તેઓએ જોયા હતા, પરંતુ નીચે ઉતર્યાં ત્યારે આપણામાંનો કોણ સૌથી મોટો થશે એ વિષે વાદવિવાદ કરવા લાગ્યા (લુક ૯; ૪૬-૪૮). વળી માત્થી ૨૦; ૨૦-૨૮માં આપણે જોઇએ છીએ કે ઝબદીના દીકરા યાકુબ અને યોહાને પોતાની માને ઇસુની પાસે એવી અરજી લઇને વકીલાત કરવા મોકલી કે તે પોતાના મુખ્ય પ્રધાન તે બે જણને બનાવે. તેઓ વાદ-વિવાદ કરીનેજ બેસી રહ્યા નહિ, પરંતુ એકદમ સૌથી પહેલી જગ્યા લેવા તૈયાર થઇ ગયા. આ અશુદ્ધ લોભે કરીને શિષ્યોમાં તડ પડયાં—વિભાગ પડયા. હિંદુસ્તાન તથા જગતના અન્ય દેશોમાં ખ્રીસ્તી આગેવાનોના આ અપવિત્ર લોભે કરીને કેવા ભાગ કે તડ પડી ગયાં છે! શિષ્યોના મનમાં મૂળ કે સ્વાભાવિક પાપ હતું એ ઉપલી વાતથી સાબિત થઇ શકે છે.

લગભગ તેજ વખતે યોહાને ઇસુને કહ્યું કે અમે તારે નામે એક માણસને ભૂત કાઢતો જોયો ને તેને ધમકાવ્યો, કેમકે તે આપણી સાથે ચાલતો નથી (લુક ૯; ૪૯, ૫૦). આ માણસ એક બહુજ ઉમદા—ઉત્તમ કામ અને વળી તે ઇસુના નામમાં કરતો હતો, તો પણ શિષ્યોએ તેને ધમકાવ્યો. કદાપિ તેઓએ તે કામ બંધ કરવાનો તેને હુકમ આપ્યો. કેમ? ફક્ત એજ કારણ માટે—કેમકે તે તેમની સાથે ચાલતો—ચાલ્યો નહિ. આ તો ધર્માંધપણાનો જુસ્સો. પુરાતનકાળથી આ જુસ્સાને લીધેજ ખ્રીસ્તી માણસોના પ્રાણ લઇને તેમનું ખૂન—લોહી પાડવામાં આવ્યું છે. જો કે આપણે ઉપર જોઇ ગયા કે આ માણસો નવા જનમેલા હતા, તો પણ ધર્માંધપણાના આ જુસ્સાથી એવું માલમ પડી આવે છે કે તેમનામાં સ્વાભાવિક પાપ હૈયાત હતું.

આ બીના બન્યા પછી થોડી વારે ઇસુએ રાત રહેવાની ગોઠવણ કરવા સારૂ પોતાના કેટલાએક શિષ્યોને આગળ

મોકલ્યા; કેમકે તેની મરજી સમરૂનનાં કેટલાંએક ગામો ફરીને જવાની હતી. લોકોએ તેમને રહેવાની ના પાડી. આ વખતે યાકુબ તથા યોહાન એટલા બધા ગુસ્સે થઈ ગયા કે આકાશથી આગ તથા ગંધક પડે ને તેઓને બાળી નાખે એવી ઇસુની વિનંતી કરી. તેમનું અપમાન થયું માટે તેઓ આખું ગામ જીવતું ને જીવતું બાળી નાખવા સારૂ ખુશી કે તૈયાર હતા. આ તો વેર લેવાનો—વાળવાનો તથા માફી વગરનો આત્મા કહેવાય અને બેશક આ ખોટો આત્મા કહેવાય, અને એટલો બધો ખરાબ કે ઇસુએ તેમને સખત ઠપકો આપતાં કહ્યું કે, તમે જાણતા નથી કે તમે કેવા આત્માના છો. તેમનાં અંતઃકરણમાં હજી જુનું માણસપણું—સ્વાભાવિક પાપ હતું, અને ઈર્ષાના આત્મામાં તે પ્રગટ કરવામાં આવ્યું.

આગળ જતાં પીતરે એક નાની છોડી (દાસી) અને નોકરો આગળ બીકણો સ્વભાવ દેખાડી ખ્રીસ્તનો ત્રણ વાર નકાર કર્યો (યોહા. ૧૮; ૧૭-૨૭). માણસોની આગળ ખ્રીસ્તને કબુલ કરતાં બીધો એ પીતરના મનમાં જે સ્વાભાવિક પાપ હતું તેની ખાતરી કરી આપે છે.

આપણને સ્પષ્ટ માલમ પડે છે કે શિષ્યો નવો જન્મ પામેલા હતા ખરા, તોપણ તેમનાં અંતઃકરણમાં સ્વાભાવિક પાપ હતું જે ઘણી વાતે—રીતે તેમનામાં દેખાઇ આવતું હતું, અને જે કાઢી નાખવા સારૂ કૃપાના બીજા અનુભવની જરૂર હતી.

આ પણ દરેક ખરા ખ્રીસ્તીનો અનુભવ છે. આપણે જાણીએ છીએ કે આપણાં પાપ માફ થયાં છે અને ખરેખર આપણે દેવનાં છોકરાં છીએ, તો પણ આપણા મનના નિયમની વિરૂદ્ધ એક બીજા નિયમને લડતો જોઇ "આપણે દુઃખી થઇએ છીએ", અને એ વાત રૂમીઓના સાતમા અધ્યાયમાં પાઉલના લખ્યા પ્રમાણે છે.

પણ આ "બીજા નિયમ"નો એક ઉપાય પાઉલને મળી આવ્યો ને તે રૂમી. ૮; ૨ માં કહે છે કે, "કેમકે ઇસુ

ખ્રીસ્તમાં જીવનના આત્માના નિયમે મને પાપના તથા મરણના નિયમથી છુટો કીધો છે".

ખ્રીસ્તે પોતાના શિષ્યોની આત્મિક સ્થિતિ સંબંધી સારી સાક્ષી આપ્યા પછી યોહાનના સત્તરમા અધ્યાયની મહાન પ્રાર્થનામાં તે કહે છે—"તારા સત્યથી તેમને પવિત્ર કર". આ ઉપરથી આપણે જોઇએ છીએ કે શિષ્યોને હજી પવિત્ર થવાની અગત્ય હતી એ ઇસુ જાણતો હતો.

---

## અધ્યાય ૬ઠ્ઠો.

### સ્વાભાવિક પાપ માટે ઉપાય.

પચાસમાને દિવસે યરૂશાલેમમાં એક અદ્‌ભુત બનાવ બન્યો. પુરૂષો તથા સ્ત્રીઓ મળીને આસરે એકસો વીસ માણસો ઉપલા માળ પર "બાપના વચન" ની વાટ જોતાં પ્રાર્થના કરતાં હતાં. એકાએક પવિત્ર આત્માથી તે ઓરડી ભરાઈ ગઈ અને તેમના પર પવિત્ર આત્મા ઉતર્યો, તેમજ તેમના અંતઃકરણમાંથી દરેક પ્રકારનું પાપ કાઢી નાખી તેમને શુદ્ધ કર્યાં. અગ્નિ શુદ્ધતાની નિશાણી છે અને અગ્નિની જીભોથી એવું સાબિત થાય છે કે તેઓ પવિત્ર કરાયા હતા. વળી ઇસુ વિષે સાક્ષી પૂરવાનું અજાયબ જેવું નવું પરાક્રમ પણ તેમને આપવામાં આવ્યું. આ ઉપરાંત આ વખતે જે જુદી જુદી ભાષાઓ બોલનાર લોક હતા તેમની ભાષા થોડીવાર સુધી બોલવાનું પરાક્રમ પણ તેઓને અપાયું. પવિત્ર આત્મા આવ્યો હતો તેની સાબિતીને અર્થે ભાષાદાન આપવામાં આવ્યું નહોતું. આવી સાબિતીની કંઇ જરૂર ન હતી. યરૂશાલેમમાં તે વખતે આવેલા પ્રવાસીઓની ભાષામાં દેવનાં અદ્‌ભુત કામ જણાવવાને આપવામાં આવ્યું હતું (પ્રે. કૃ. ૨ ; ૫-૧૨).

પવિત્ર આત્માનો આ મોટો અનુભવ પ્રભુ ઇસુ ખ્રીસ્તે શિષ્યોને જે અગણિત વચનો આપ્યાં હતાં તેની સંપૂર્ણતાને અર્થ થયો. તે વખતે પવિત્ર આત્માએ તેમનાં અંતઃકરણને

સ્વાભાવિક પાપથી શુદ્ધ કર્યાં (પ્રે. કૃત્ય. ૧૫; ૯) અને તેમને પોતાથી ભરી દીધા (પ્રે. કૃ. ૨; ૮). હવે પવિત્ર આત્મા મળ્યા પહેલાં તેમજ પછી શિષ્યોના સ્વભાવમાં કંઈ તફાવત થયો કે નહિ તે આપણે તપાસીએ.

## પીતર.

આપણે આગળ જોઈ ગયા છીએ કે પીતરે એક નાની છોડીથી ડરી જઈ પોતાના પ્રભુનો ત્રણવાર નકાર કર્યો. આ વાત પચાસમાના દિવસ અગાઉ લગભગ બે મહિના ઉપર બની ગઈ હતી. પણ પચાસમાને દિવસે, જેઓએ પ્રભુને વધસ્તંભે જડાવ્યો હતો તે સંબંધી તે મોટા સમુદાયની આગળ ઉભા થઇને નિડરપણે તેણે તેઓનાં દુષ્ટ કૃત્યો તેમને જણાવ્યાં. "તેને તમે પકડીને ભુંડાઓની હસ્તક વધસ્તંભે જડાવીને મારી નાખ્યો" (પ્રે. કૃ. ૨; ૨૨-૩૬). પચાસમાને દિવસે પીતરને એક નવો અનુભવ થયો હતો.

## યોહાન.

પચાસમાના દિવસ પહેલાં યોહાનમાં અશુદ્ધ લોભ હતો, અને તે પ્રભુ ઇસુ ખ્રીસ્તના જમણા હાથ પર બેસવા માગતો હતો. પચાસમાના દિવસ પછી ૧ યોહાન ૩; ૧૬માં તે લખે છે કે "આપણે ભાઇઓને સારૂ આપણા પ્રાણ આપવા જોઇએ." તેના બધા પત્રો પ્રેમ (પ્રીતિ), નિઃસ્વાર્થીપણા અને નમ્રતાનો ભરપુર ભંડાર કે ખજાનો છે. પચાસમાને દહાડે પવિત્ર આત્માએ તેના અંતઃકરણમાંથી તે અશુદ્ધ લોભ કાઢી નાખ્યો હતો.

વળી આપણને યાદ છે કે યોહાન ગુસ્સાવાળા સ્વભાવનો માણસ હતો, અને ઇસુના નામમાં ભૂત કાઢતા એક માણસને તેણે મના કરી હતી. પણ પચાસમાના દિવસ પછી તે લખે છે કે, "જે કોઇ કબુલ કરે છે કે ઇસુ ખ્રીસ્ત દેવનો દીકરો છે તો દેવ તેનામાં રહે છે" (૧ યોહા. ૪; ૧૫). ગુસ્સાવાળો તે સ્વભાવ યોહાનના અંતઃકરણમાંથી દૂર કરાયો હતો અને હમણાં તે કહે છે કે, "જે કોઈ".

### યાકુબ.

પચાસમાના દિવસ અગાઉ યાકુબે ઇસુને ડાબે હાથે બેસવાનું ચાહ્યું હતું, અને તેની આ ઇચ્છાને લીધે શિષ્યોમાં ગડબડ ઉભી થઈ હતી. તેની ઇચ્છા મોટા થવાની હતી, પણ પચાસમાના દિવસ પછી તેનામાંથી તે સ્વાર્થીપણું કાઢી નાખવામાં આવ્યું ત્યારે તે ઇસુને લીધે તરવારની ધારથી મરાવા તૈયાર હતો.

યોહાનના સત્તરમા અધ્યાયની પ્રાર્થનામાં ખ્રીસ્તે કેવળ પોતાના શિષ્યોને સારૂજ પ્રાર્થના કીધી નથી, પણ ૨૦ મી કલમમાં કહ્યા મુજબ "કેવળ તેમને સારૂ હું પ્રાર્થના કરતો નથી, પણ તેમનું સાંભળીને મારા પર જેઓ વિશ્વાસ કરશે તેઓને સારૂ પણ"—બીજાઓને સારૂ પ્રાર્થના કીધી. પ્રિય વાંચક, જ્યારે ખ્રીસ્તે કહ્યું કે, "તારા સત્યથી તેમને પવિત્ર કર" ત્યારે તેણે તમારે માટે, મારે માટે તેમજ શિષ્યોને માટે પણ પ્રાર્થના કરી. પવિત્ર આત્મા પામવાનો આ ધન્યવાદિત સુખી અનુભવ તમારે માટે છે. જેમ શિષ્યોના મનમાંથી સ્વાભાવિક પાપ કાઢી નાખવાને આ સુખી અનુભવ હતો તેવોજ તે તમારે સારૂ પણ છે.

જો તમને પૂરેપૂરી ખાતરી હોય કે તમારાં કરેલાં પાપની માફી મળી ચુકી છે અને તમે દેવના દીકરાદીકરીઓ છો, તો તમારે પવિત્ર આત્માના બાપ્તિસ્માના બીજા અનુભવને સારૂ ખંતથી શોધ કરવી જોઇએ. પણ તેથી ઉલટું જો તમારાં પાપ માફ કરાયાં ન હોય તો પવિત્ર આત્માનું બાપ્તિસ્મા શોધ્યા પહેલાં માફીની શોધ કરો, અને પછી પવિત્ર આત્માના બાપ્તિસ્માની શોધ કરો.

---

## અધ્યાય ૭મો.

### કેવી રીતે મને આ બીજો અનુભવ મળી શકે?

જો તમે અંતઃકરણમાં ખરા ખ્રીસ્તી હો ને તમારાં પાપની માફી પામી ચૂકયા હો તો તમારો આ પ્રશ્ન હોવો જોઇએ—

"કેવી રીતે મને આ બીજો અનુભવ મળી શકે? કેવી રીતે હું સ્વભાવિક પાપથી છુટી પવિત્ર આત્માથી ભરપુર થાઉં?" તમારા આ પ્રશ્ન અતિ મહત્વ અને અગત્યના છે.

આપણે ત્રીજા અધ્યાયમાં જોઈ ગયા કે આ અનુભવ વૃદ્ધિથી મળી શકે નહિ, તેમજ સારાં કામથી જેમ હિંદુઓને તારણ મળતું નથી તેમ સારી કરણીઓથી પણ નહિ. વળી આપણે મરણ સુધી વાટ ન જોવી. જેમ સર્વ આત્મિક વસ્તુઓ દેવનાં મફત દાન હોય છે તેમ દેવ પાસેથી તે મફત મળવું જોઇએ, અને મને કહેતાં ખુશી ઉપજે છે કે, દેવ તે તમને આપવા તૈયાર છે. "જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંને સારાં દાન આપી જાણો છો તો તમારા આકાશમાંના બાપની પાસે જેઓ માગે છે તેમને તે પવિત્ર આત્મા આપશે એ કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?" (લુક ૧૧; ૧૩).

જ્યારે તમે માફીને સારૂ ખ્રીસ્ત પાસે આવ્યા ત્યારે તમે તમારાં પાપનો પસ્તાવો કીધો, તેમને કબુલ કીધાં અને તેણે તમને માફી આપી. તેજ પ્રમાણે પવિત્ર આત્માનું બાપ્તિસ્મા પામવાને પણ તમારે કંઈ તૈયારી કરવાની છે.

પહેલું, પ્રભુ આગળ તમારૂં હૃદય ખાલી કરવું જોઇએ. તમારો અભિમાન, ધિક્કાર, જગત પરનો પ્રેમ, અશુદ્ધ લોભ, ખરાબ સ્વભાવ, વેરને બદલે વેર લેવાની કે વાળવાની ઇચ્છા, ગુસ્સો તથા તમારા અંતઃકરણમાં સ્વાભાવિક પાપની ખાતરી કરી આપે તે બધાં વિષે તમારે દેવને કહેવું જોઈએ. સર્વ પ્રસંગે સારૂં ખ્રીસ્તી જીવન ગાળવામાં એ તમને ઠોકરરૂપ છે. તે વારંવાર તમને જીતી લે છે. તમે તેમને ધિક્કારો છો છતાં પણ તે ત્યાં ને ત્યાંજ હોય ને રહે છે, અને તમે તેમને કાઢી નાખી શકતા નથી. તમે તેઓથી દૂર રહેવા તથા તમારૂં અંતઃકરણ શુદ્ધ રાખવા માગો છો ને ચાહો છો. જેમ કોઈ શારીરિક ગુપ્ત રોગની હકીકત કોઇ વૈદ્યની આગળ કહેતા હો તેમ તમારી ખાનગી પ્રાર્થનામાં દેવને બધું કહી દેવું જોઇએ. દેવથી કંઇ પણ ન સંતાડતાં

પ્રમાણિક તથા ચોક્કસ થવું જોઇએ. તે બધું જાણે છે પણ તમે પોતે તે કબૂલ કરો તથા જુઓ એવી તેની મરજી છે.

બીજું. પછી દંગાખોર સિપાઇ કે જે બદલાઈ ગયો ને પોતાને પોતાના રાજાના હાથમાં તેની સેવાને સારૂ પૂર્ણાર્પિત કરી દીધો તેમ જે સર્વ સારૂં તમારામાં હોય તે તથા પોતાને દેવને પૂરેપૂરા અર્પી દેવા જોઇએ. તમારૂં નિર્બળપણું, તમારી તમાકુ, ખોટી ટેવો, અપ્રમાણિકપણાથી મેળવેલો નફો, તમારો અભિમાન કે તિરસ્કાર કે લોભ કે એવી જાતનું કંઈ પણ તમે દેવને અર્પી શકતા નથી. એ તો શેતાની વાનાં છે. દેવ તેમને વાપરી શકતો નથી, માટે કાઢી નાખવાં જોઇએ. પણ તમે દેવને તમારી વાજબી શક્તિઓ અને મિલકત અર્પણ કરી શકો છો, તમારો વખત, તમારો પ્રેમ, તમારો સાદ, તમારા અવયવો, તમારૂં કુટુંબ, તમારા મિત્રો, પ્રમાણિકપણાથી મેળવેલી મિલકત તથા પૈસો, તમારી યુક્તિ, તમારા શુદ્ધ વિચારો, અને જે કંઈ સારૂં તમારામાં હોય તે તેને પૂર્ણાર્પિત કરવાં જોઈએ. ટુંકામાં, સદાને માટે તમારે પોતાને અને તમારી પાસે જે હોય તે તેને પૂર્ણ રીતે અર્પી દેવું જોઇએ. હવે પછી આ વસ્તુઓ તમારી નથી, તેઓ દેવની છે, પણ એક કારભારી જેને તેની આગળ હિસાબ આપવાનો છે તેની પેઠે તેમને રાખીને તેનો ઉપયોગ કરો. જો તે તમારી પાસેથી આ વાનાં લઈ લેવા ચહાતો હોય તો તમારે મન કે અંતઃકરણમાં કંઇ પણ વાંધો લેવો જોઇએ નહિ, કેમકે તેઓ તેનાં છે. આ ખરાબ જાતનું પૂર્ણાર્પણ નથી કે જે મહિને મહિને ફરી ફરીને અર્પણ કરાવું જોઈએ. તે ખરૂં અને સદાસર્વકાળ સુધીનું પૂર્ણાર્પણ છે.

દેવને આ પૂર્ણાર્પણ કરવાનો વિચાર શાસ્ત્રમાં ઘણી જગ્યાએ દેખાઇ આવે છે. ઉત્પત્તિ ૨૨; ૧-૧૯માં ઇબ્રાહિમનું ઇસ્હાકને અર્પણ કરવું એ સ્પષ્ટ પૂરાવો છે. જાણે કે ઇબ્રાહીમે ઇસ્હાકને મારી નાખ્યો ન હોય તેમ પૂર્ણ રીતે તેના અંતઃકરણમાં તેનું અર્પણ કરી દીધું હતું.

વળી જો તમે રૂમીઓના ૧૨મા અધ્યાયની પહેલી કલમમાં બરાબર તપાસશો તો એનેએજ વિચાર મળી આવશે. "ત્યારે ઓ ભાઇઓ, હું તમને વિનંતી કરૂં છું કે, દેવની દયાની ખાતર તમે પોતાનાં શરીરોનું જીવતું, પવિત્ર તથા દેવને પસંદ પડે એવું અર્પણ કરો; એ તમારી બુદ્ધિસંપન્ન સેવા છે." યાદ રાખો કે અર્પણ જીવતું, પવિત્ર, દેવને પસંદ પડે એવું હોવું જોઇએ; પણ નહિ કે મરેલું, ગંદુ, પાપી અને ખોડખાંપણવાળું. વળી યાદ રાખો કે, આ અર્પણ બુદ્ધિસંપન્ન સેવા અને દેવને આપવું જોઇએ તેવું હોવું જોઇએ.

ત્રીજું. દેવને બધું પૂર્ણાર્પણ કરી દીધા પછી તમારે માની લેવું જોઈએ કે તે તમારો અંગીકાર કરે છે, અને પવિત્ર આત્મા આપીને તમારામાંથી સ્વાભાવિક પાપ કાઢી નાખીને શુદ્ધ કરે છે. વિશ્વાસ વગર દેવની પાસેથી કંઈ પણ મળી શકતું નથી. શાસ્ત્રનો અભ્યાસ કરો, આ અનુભવ સંબંધીનાં વચનોનો અંગીકાર કરો, શોધતા રહો અને જ્યાં સુધી પવિત્ર આત્માથી તમારી સાક્ષી પુરવામાં આવે અને તમારૂં અર્પણ આકાશમાંના પડેલા અગ્નિથી બાળી નંખાય ત્યાં સુધી તે અર્પણ દેવની વેદી ઉપર રાખી મૂકો.

---

## અધ્યાય ૮મો.

### આ અનુભવ મળ્યા પછી.

આ અનુભવ મળ્યા પછી તમે પરીક્ષણ વગર રહી શકતા નથી. પ્રભુ ઇસુ સર્વ જાતનાં પાપરહિત હતો તોપણ તેના પર ભારે પરીક્ષણ આવી પડયાં. શેતાન તમને પહેલાં, હા, પહેલાં કરતાં વધારે સખત, કઠણ તથા ભારે પરીક્ષણમાં નાખવા મથશે, પણ તમારા અંતઃકરણમાંથી સ્વાભાવિક પાપનો રાજદ્રોહ કાઢી નાખવામાં આવ્યો છે માટે તમે સ્થિર રહી શકશો.

કદાપિ ન્યાય ચુકાવવાની બાબતમાં તમે ભૂલ કરી શકશો. શરીરની માંદગી તથા બીજાં દુઃખ તમને થશે, પણ તમારૂં અંતઃકરણ શુદ્ધ, દેવ પ્રત્યે તમારો પ્રેમ સંપૂર્ણ, તમારી આત્મિક દૃષ્ટિ વિશાળ, તમારી આત્મિક વૃદ્ધિ વધારે વેગવંત થશે કેમકે અટકાવ કાઢી નાખવામાં આવ્યો છે, અને તમારી શક્તિ અને ઉપયોગીપણું અજાએબ જેવી

રીતે વધી ગયું છે. પહેલાંની પેઠે તમારે પ્રાર્થના કરવી પડશે અને જાગતા રહેવું પડશે, પણ તમારૂં ખ્રીસ્તી જીવન વધારે કીમતી, પૂર્ણ અને સુખાકારી થશે. તમે હમેશાં કેવળ દેવનોજ મહિમા શોધશો અને હમેશાં તેની ઇચ્છા પ્રમાણે કરવા મહેનત કરશો. તમારૂં નમ્રપણું ખરેખરી નમ્રતા થશે.

કેટલાએક લોકો "સંપૂર્ણ પ્રીતિ" એ શબ્દ વિષે વાંધો લેતાં કહે છે કે પ્રેમ એક વખત સંપૂર્ણ કરાય તો પછી વધારે વૃદ્ધિની આશા નથી; પણ એ એમ નથી. બાળક સંપૂર્ણ બાળક છે—હોય તો પણ તે પુખ્ત ઉમ્મરનું થાય ત્યાં-સુધી વૃદ્ધિ પામતું જાય છે. તે સંપૂર્ણ છે પણ પુખ્ત ઉમ્મરે આવેલું નથી. તમારૂં અંતઃકરણ શુદ્ધ થશે, પણ કૃપાની વૃદ્ધિમાં થોડાં વર્ષ ગાળ્યા સિવાય તે પરિપક્વ થશે નહિ.

પ્રિય વાંચક, આ વાતો ખરી અને એમજ છે કે નહિ તે શાસ્ત્ર વાંચીને તપાસી જુઓ. શું દેવની ઇચ્છા એવી છે કે તમારૂં પવિત્રીકરણ થાય? શું તે એવું ઇચ્છે છે કે તમે અંતઃકરણમાં, વાતમાં તથા કૃત્યમાં શુદ્ધ થાઓ? આપણે વિચારમાં, વાતમાં અને કૃત્યમાં પાપ કરવું એવું શિક્ષણ પવિત્ર શાસ્ત્રમાં મળી આવતું નથી. વળી જે આપણે ન કરવું જોઇએ તે કરવું અને જે કરવું જોઇએ તે પડતું મુકવું એવું શિક્ષણ પણ પવિત્ર શાસ્ત્રમાં મળી આવતું નથી. એવું શિક્ષણ તો પાપી ઝરામાંથી નીકળતું હોવું જોઇએ, અથવા તો તે ઢોંગી નમ્રતા બતાવતું હોવું જોઇએ. દરેક જાતનાં પાપને સારૂ તે બહાનાં કાઢે છે. જો માણસને સૌથી મુખ્ય અને મોટો પાપી થવું હોય તો વિચારમાં, વાતમાં અને કૃત્યમાં પાપ કર્યાં સિવાય બીજું શું વધારે તેને કરવું પડે એમ છે, તેમજ જે ન કરવાનું તે કરવું અને જે કરવાનું તે કર્યાં વગર પડતું મૂકવું એ સિવાય શું વધારે હું કરી શકું?

ઇશ્વરની ઇચ્છા એવી છે કે આપણે વિચારમાં, શબ્દમાં અને કૃત્યમાં પવિત્ર થઇએ. તે ઇચ્છે છે કે જે કરવું ન જોઇએ તે આપણે પડતું મુકીએ, ને જે કરવું જોઇએ તે કરીએ. તે એવું ઇચ્છે છે એટલુંજ નહિ પણ તે આપણો નિયમિત તથા જાથુ અને કાયમ અનુભવ હોય ને રહે એવો ઉપાય પણ તેણે કીધેલો છે.

સમાપ્ત.